બાળ ગ્રન્થાવળી : ચોથી શ્રેણી : ૧૨

# અષાઢાભૂતિ

લેખક :
ધીરજલાલ ટોકરશી શાહ



આવૃત્તિ પહેલી ∴ સંવત ૧૯૮૮

મૂલ્ય સવા આનો

જ્યોતિ કાર્યાલય :: અમદાવાદ

# અષાડાભૂતિ

બપોરનો સમય છે. રાજગૃહીની બજારો માણસોથી ઉભરાય છે. ધંધાદારીઓ અહીં તહીં દોડધામ કરતા જણાય છે. એમાં એક યુવાન મુનિરાજ પોતાનાં વસ્ત્રથી ભાત પાડી રહ્યા છે. ભિક્ષાને અર્થે તે ફરી રહ્યા છે. ધમાલવાળી બજારો વટાવી તે એક મહોલ્લામાં દાખલ થયા. નટ લોકોની ત્યાં વસ્તી હતી. એમાં મહર્દ્ધિક નામના એક નટને ત્યાં જઈ 'ધર્મલાભ' કહી ઉભા રહ્યા. આ મુનિનું નામ હતું અષાડાભૂતિ.

મકાનની પરસાળમાં બે યૌવનમાં આવેલી કન્યાઓ બેઠી હતી. એકનું નામ ભુવનસુંદરી ને બીજીનું નામ જય-સુંદરી. એ બંનેનાં રૂપ અથાગ હતાં. કાયા કમળશી કોમળ હતી, અને મુખ જાણે તો પુનમનો ચંદ્ર. એમની આંખોમાં કોઇ અજબ આકર્ષણ હતું. મુનિને જોતાં તે બંને બાળાઓ ઉઠી ભાવથી પગે લાગી અને ઘરમાંથી એક અત્યંત

સુગંધિવાળો લાડુ લાવીને વહોરાવ્યો. મુનિ તે લઈ ઘર બહાર નીકળ્યા. બહાર આવતાંજ વિચાર થયો. અહા કેટલો સરસ લાડુ! એની સુગંધથી જ મગજ તર થઈ જાય છે પણ એક લાડુ તો ગુરુને જ આપવો પડશે. મારા માટે તો કાંઇ જ નહિં રહે. માટે લાવ બીજો લાડુ લઈ આવું. પણ આજ વેષે ફરીને જવું તે સારૂં નહિ. મારો ધર્મ લજવાય. ત્યારે વિદ્યાના બળે જ રૂપ બદલીને જઉં. એમાં કાંઇ વાંધો નહિ. આવા આવા વિચાર કરી લાડુના લોભમાં વિદ્યાના બળથી તેમણે પોતાનું રૂપ બદલ્યું એક જુદાજ રૂપવાળા યુવાન સાધુ તે દેખાવા લાગ્યા. હવે ફરીથી તે ઘરમાં દાખલ થયા ને ધર્મલાભ કરી ઉભા રહ્યા. પેલી બે કન્યાઓએ એમને નમસ્કાર કર્યા અને ઘરમાંથી એક લાડુ લાવીને વહોરાવ્યો. મુનિ આ લાડુ લઇને ચાલ્યા. કંઇ કંઈ વિચાર થયા. અરે! આ લાડુ તો ધર્માચાર્યને આપવો પડશે. આ પણ મારે ભાગ નહિ આવે. એથી ઘર બહાર જઈ જરા બાજુએ ઉભા રહી તેમણે ફરીથી રૂપ બદલ્યું. આ વખતે એક ખખળો ગયેલા ને કાણી આંખવાળા સાધુનું રૂપ ધારણ કર્યું અને ત્યાં જઈ ત્રીજો લાડુ વહોરી લાવ્યા. ત્યાં ફરી વિચાર આવ્યો: અરે! આ લાડુ તો ઉપાધ્યાયને આપવો પડશે. માટે લાવ હજી

એક લાડુ લઇ આવું. એમ વિચારીને કુબડા સાધુનું રૂપ લઈ ચોથી વખત ગયા ને ચોથો લાડુ લઈ આવ્યા. આ લાડુમાં પણ સંઘાડાના સાધુઓ ભાગ પડાવશે એમ ધારી કોઢિયા સાધુ બન્યા ને પાંચમો લાડુ લઇ આવ્યા. આ લાડુમાં પણ વડિલ ગુરુભાઇનો ભાગ પડશે એમ ધારી છઠી વખત એક બાર વર્ષના બાળક સાધુ બન્યા ને છઠો લાડુ લીધો. હવે તેમને સંતોષ થયો. તે મનમાં હર્ષ પામતા ગુરુ પાસે આવ્યા.

અહીં શું બન્યું તે જોઈએ. આષાડાભૂતિ બારણા બહાર વેશ બદલતા હતા તે ગોખમાં બેસી રહેલો નટ જોઈ રહ્યો હતો. મુનિને તેણે વારંવાર રૂપ બદલતાં જોઈ વિચાર કર્યોઃ અરે ! આતો કોઈ મહા વિદ્યાવાળો લાગે છે. જો આના જેવો બહુરૂપ ધારણ કરવાવાળો મારા ધંધામાં આવી જાય તો બેડો પાર થઈ જાય. મુનિ ગયા પછી તે નીચે આવ્યો ને પોતાની પુત્રીઓને કહ્યુંઃ કાંઈ જાણ્યું તમે ? 'ના પિતાજી ! અમને કાંઈ ખબર નથી' પુત્રીઓએ

જવાબ આપ્યો. એટલે મહર્દ્ધિક બોલ્યોઃ આજે તમે કેટલા મુનિને લાડુ વહોરાવ્યા ? ભુવનસુંદરી કહે, છ મુનિને.

મહર્દ્ધિક કહે, તે એકજ મુનિ હતા.

જયસુંદરી કહે, પિતાજી ! એમાં બે સાધુ તો જુવાન હતા, એક ઘરડા અને કાણા હતા એક કુબડા હતા, એક કોઢિયા હતા ને એક તો તદ્દન બાળક હતા. એ એક મુનિ કેવી રીતે હોઈ શકે ?

'એ બધાં એક જ સાધુનાં રૂપ હતાં. કોઈ વિદ્યાનો ભારે જાણકાર લાગે છે. જો આવો બહુરૂપી આપણા ધંધામાં જોડાય તો આપણો બેડો પાર કરી નાંખે. અને લાડુની લાલચે એણે આટલા રૂપ બદલ્યા હતા એટલે જીભનો લાલચુ લાગે છે. માટે એ હવે આવે ત્યારે સારૂં સારૂં વહોરાવજો અને બીજી પણ ચાલાકીથી તમારે વશ કરજો.'

'સારૂ પિતાજી !' કહી બંને બાળાઓ ઘરમાં ગઈ. પોતાની માતાને પણ આશ્ચર્યથી એ વાત જણાવી.

: ૨ :

'બ્હેન ! મને લાગે છે કે પેલા મુનિ આજે પણ અહીં આવશે.' જયસુંદરીએ નાહીને વાળ ઓળતાં ભુવનસુંદરીને કહ્યું. 'મને પણ લાગે છે જયા ! માટે ચાલો આજે એવા વસ્ત્ર ને આભૂષણ પહેરીએ કે આપણને જોઇનેજ એ લટ્ટુ બની જાય.

એ તો બંને બ્હેનોએ બારીક મનોહર વસ્ત્રો પહેર્યાં. માથાના વાળ અદ્‌ભુત છટાથી ઓળ્યા. સુંદર પુષ્પની માળાઓ ગુંથી. ગળામાં એકસરા, પાંચસરા ને નવસરા હાર પહેર્યા. હાથે કંકણ, ચુડી ને બાજુબંધ પહેર્યા. કેડે ઘુઘરીઓથી ખણખણતી કટિમેખલા પહેરી. પગે કાંબી ને ઝાંઝર પહેર્યાં. આમ બરાબર બનીઠનીને મુનિની રાહ જોતી તે બંને બેઠી. મુનિ પણ સ્વાદની લાલચમાં બરાબર સપડાયા હતા. તે આજે પણ એજ નટને ત્યાં વહોરવા આવ્યા. ભુવનસુંદરી ને જયસુંદરી એમને જોતાંજ રૂમઝુમ કરતી પાંચ પગલા આગળ આવી. પછી નમસ્કાર કર્યા. વળી રૂમઝુમ કરતી તેઓ અંદર ગઈ ને મીઠાઈનો મોટો

થાળ લઈઆવી આંખના કટાક્ષ કરતી રૂપાની ઘંટડી જેવા અવાજે બોલીઃ મુનિરાજ ! આપ આ રીતે હંમેશાં પધારી લાભ દેજો. આપની કૃપાથી અમારા ઘરમાં ઘણી રિદ્ધિસિદ્ધિ છે. મુનિને તો જોઇતું હતું ને વૈદ્ય કહ્યું એવું થયું. એક જીભડીને વશ નહિ રાખવાથી પોતાનું ચારિત્ર ખંડિત થાય છે તે ભૂલી ગયા. પોતાના આચારની વિરૂદ્ધ તે હંમેશાં એજ ઘેર આવવા લાગ્યા.

એક વખત અષાઢાભૂતિ વહોરવા આવ્યા ત્યારે લાગ જોઈ એક કન્યા બોલીઃ આપનું દર્શન અમૃત સમાન છે. જેમ ચંદ્રને જોઈ કુમુદિની ખીલે તેમ આપને જોઈ અમારાં હૃદય ખીલે છે. પણ હે મુનિરાજ ! આપ અહીંથી જાવ છો એટલે અમને જરાપણ ગમતું નથી. આપ તો દયાધર્મ પાળનારા છો તો આવા નિર્દય કેમ બનો છો ?

મુનિરાજ એ સાંભળી મુંગા ઉભા રહ્યા. જેમ ફાગણ ચૈત્રના તાપથી હિમાળો ગળે તેમ એમનું મન ગળતું હતું. વળી બીજી બોલીઃ અમે તો તમને હૃદયથી વરી ચૂકેલી છીએ. માટે હવે આ વેશ છોડી દો, આ મનોહર મહેલમાં રહો, મનગમતાં ભોજન જમો ને અમારી સાથે વિલાસ કરો.

મુનિ જ્ઞાની હતા પણ અત્યારે જ્ઞાનની જગાએ વિષય-વાસના હતી એટલે કાંઈ પણ બોલ્યા નહિ. મુંગા રહેવું એ એક જાતની સમ્મતિ જ છે એ આ મહા ચતુર કન્યાઓ બરાબર સમજતી હતી એટલે મુનિનું મન પીગળેલું જાણી ખૂબ આગ્રહથી કહેવા લાગી: આજે તો તમને નહિ જ જવા દઈએ. અહીંજ રહો ને અમને સુખી કરો.

આ સાંભળી મુનિ બોલ્યા: મને મારા ગુરુ તથા ધર્માચાર્યની રજા લઈ આવવા દો પછી હું આવીશ. કન્યાઓ કહે, તમે ક્યારે આવશો એ નક્કી કરો. હવે અમારાથી તમારો વિયોગ સહન થઈ શકે તેમ નથી. માટે વચન આપીને જાઓ. અષાડાભૂતિએ વચન આપ્યું કે હું સાંજ પહેલાં જરૂર આવીશ.

અષાડાભૂતિએ ઉપાશ્રયે આવી ગુરુને કહ્યું: હે પૂજ્ય! મેં તો નાનપણથી દીક્ષા લીધી છે એટલે ઇંદ્રિયના સુખ તો ભોગવ્યા જ નહિ. હાલ મને દેવાંગના જેવી બે નટ પુત્રીઓ ચાહે છે અને મારૂં મન પણ ત્યાંજ છે માટે રજા આપો.

આ તમારા રજોહરણુ ને આ તમારી મુખવસ્ત્રિકા. એ સાંભળી ગુરુ વિચારવા લાગ્યા. અહો ! કપટથી આહાર લેવાનું કેવુ ફળ છે ને ! આચારના નિયમો ઢીલા પડે એટલે મહાવ્રતોમાં પણુ ખામી આવે એમાં નવાઈ નથી. પણુ આ સાધુ નટપુત્રીઓ પાસેથી અહીં આજ્ઞા લેવા આવ્યો એટલો વિનયી છે. એનું મન ઠેકાણે નથી એટલે આજ્ઞા લેવા આવ્યો છે પણુ એ કામમાં અમે કેવી રીતે આજ્ઞા આપીશું એ કાંઈ સમજતો નથી. પણુ એ તદ્દન ભ્રષ્ટ થયો છે કે હજી કાંઈ પણુ વ્રતમાં છે તે લાવ્ય જોઉં. આમ વિચાર કરીને તેમણે કહ્યુંઃ હે શિષ્ય ! વ્રતઆરાધનના ફળથી ઈંદ્રના સુખ મળે તે મૂકી તું નટ પુત્રીઓમાં આસક્ત થયો છે તો પણુ દારૂ ને માંસ કદી ન ખાવા એટલું વ્રત જરૂર પાળજે. અને એ ખાનારનો કદી સંગ ન કરીશ. મારૂં આટલું વચન તું અંગીકાર કર.

અષાડાભૂતિએ હાથ જોડી એ પ્રમાણે પ્રતિજ્ઞા કરી.

ગુરુ વિચારવા લાગ્યાઃ હજી એનામાં વ્રતનો અંશ છે એટલે કોઈ દિવસ એનો જરૂર ઉદ્ધાર થશે.

: ૩ :

અષાડાભૂતિ મુનિ તો વેશનો ત્યાગ કરીને ઘેર આવ્યા ને બધાને ભેગા કરીને કહ્યું કે મારે એક પ્રતિજ્ઞા છે કે દારૂ ને માંસનું સેવન કરનારની સોબત કરવી નહિ. જો તમે એ છોડી શકો તેમ હો તો હું તમારી સાથે રહું. ઘરના માણસો કહે, જાવ અમે આજથી દારૂ માંસ છોડી દઈએ છીએ.

એ સાંભળી અષાડાભૂતિ ત્યાં રહ્યા ને ભુવનસુંદરી તથા જયસુંદરીની સાથે લગ્ન કર્યાં. હવે વિવિધ ભોગ ભોગવતા પોતાનો વખત પસાર કરે છે. થોડા વખતમાં તો તે નટવિદ્યામાં પણ ભારે કુશળ થયા ને ગમે તેવા નટને હરાવવા લાગ્યા. પછી તો તે નટવિદ્યામાં એકકા ગણાવા લાગ્યા ને બહુ ધન કમાવા લાગ્યા. આથી નટનું આખું કુટુંબ એમને ખૂબ ચાહવા લાગ્યું. આ પ્રમાણે જીવન ગાળતાં બાર વર્ષ વહી ગયા. એક વખત અષાડા નટની ખૂબ પ્રશંસા સાંભળી દેશાવરથી કોઈ નટ આવ્યો. તેણે વાદમાં અનેક નટને જીત્યા હતા અને પોતે કેટલા નટને જીત્યા છે તે જણાવવા ૮૪

સોનાનાં પુતળાં પગે બાંધ્યા હતા. તેણે રાજસભામાં આવી વિનંતિ કરી કે મહારાજ ! તમારા રાજનટને બોલાવો. મારે તેની સાથે વાદ કરવો છે. એટલે રાજાએ તો સિપાઇઓને કહ્યું કે જાવ, અષાડા નટને બોલાવી લાવો.

અષાડો નટ તો જેમ હાથી હાથણીઓ સાથે ક્રીડા કરે તેમ પોતાની બંને સ્ત્રીઓ સાથે ક્રીડા કરે છે. એ વખતે સિપાઈએ આવીને રાજાનો હુકમ આપ્યો. અષાડો નટ તરત એ ક્રીડા પડતી મૂકીને ઉઠયો ને રાજસભામાં આવ્યો. તેણે હુંકાર કરીને શરત કરી કે આપણામાંથી જે હારે તે પોતાનું સર્વસ્વ છોડીને અહીંથી જતો રહે. પેલા નટે તે વાત કબુલ કરી. એટલે અષાડો નટ પોતાની બધી સામગ્રી લેવા ઘેર આવ્યો. તેણે પોતાની સ્ત્રીઓને વાત કરી કે હું નટને જીતવા જઉં છું. સ્ત્રીઓ કહે, સ્વામીનાથ ! કામ સફળ કરીને વ્હેલા આવજો. અષાડો નટ કહે, આવીશ તો વહેલો પણ વાદનું કામ છે, કાંઇ કહેવાય નહિ. તે રાજસભામાં આવ્યો. પેલા પરદેશી નટે એક વિદ્યા બતાવી તો અષાડાભૂતિએ એક

સાથે અનેક વિદ્યાઓ બતાવી ને થોડીવારમાં તો તેને જીતી પણ લીધો.

અહીં સ્ત્રીઓ વિચાર કરવા લાગી કે આજે સ્વામીનાથ વાદ કરવા ગયા છે. એમને ઘણો વખત લાગશે. આપણે ઘણા દિવસથી દારૂ પીધો નથી ને માંસ ખાધું નથી માટે ચાલો આજે ઠીક લાગ છે. એમ વિચારી તેમણે માંસ ખાધું ને ખુબ દારૂ પીધો. દારૂના ઘેનમાં ચકચૂર બની તેઓ ચાળા કરતી કરતી ભોંયપર પડી ગઈ.

અષાડો નટ તો પોતાની પ્રિયાઓને જલ્દી મળવાના વિચારમાં ઝટ ઘેર આવ્યો. જુએ તો એક બાજુ ભુવનસુંદરી પડેલી ને બીજી બાજુ જયસુંદરી. બંનેના મોઢામાંથી દારૂની વાસ આવે છે ને આખા શરીર પર માખો બણબણે છે. આ દેખાવ જોતાંજ અષાડાભૂતિનું મગજ ચસક્યું. હેં ! આવી દુરાચારી સ્ત્રીઓ ! તેને પોતાની પ્રતિજ્ઞા યાદ આવી કે હવે આ સ્ત્રીઓ સાથે રહી શકાય નહિ. અરે મેં મૂર્ખે ભાન ભૂલી આ શું કર્યું ? ચારિત્રરત્ન ગુમાવી આ ક્ષણિક સુખમાં પડયો. એવામાં બંને સ્ત્રીઓનો નીશો ઉતર્યો અને તેઓએ જોયું તો અષાડો નટ ઘેર આવ્યો છે.

તેમણે ભંગ કરેલી પ્રતિજ્ઞાની પતિને ખબર પડી ગઈ છે એમ જાણી તેઓ પગે પડીને હાથ જોડી કહેવા લાગીઃ હે પ્રાણનાથ! અમારી ભૂલ થઇ. અમારો અપરાધ ક્ષમા કરો.

અષાડાભૂતિ બોલ્યોઃ ભૂલ એક વખત થાય. બે વખત નહિ આ સુખ તો ઘણીએ વખત ભોગવ્યું પણ તેનો અંત આવતોજ નથી. હવે તો જિનેશ્વર દેવે કહેલું સાચું સુખ અનુભવીશું. તમે પણ આ સંસારના ક્ષણિક સુખ છોડો.

સ્રીઓ કહે, સ્વામીનાથ! આ બધી વાતો કરી શા માટે અમારા હૃદય ને બાળો છો? અમારી ભૂલની ક્ષમા આપો. અમને છોડશો નહિ. અષાડાભૂતિએ તેમને વૈરાગ્યનો ઉપદેશ આપ્યો. ખૂબ ખૂબ કહ્યું પણ તે સ્રીઓને કાંઈ અસર થઈ નહિ. ઉલટી તે કહેવા લાગી કે જો તમારે જવુંજ હોય તો પુષ્કળ ધન આપીને જાવ જેથી અમે દુઃખી ન થઈએ. જો આપ એમ કરવા કબૂલ ન હો તો આપને જવા નહિ દઈએ. આ સાંભળી અષાડાભૂતિ તે નગરના રાજા પાસે

ગયા ને કહ્યું કે હે રાજા! તમને હું ભરતચક્રવર્તીનું અદ્દ્ભુત નાટક બતાવું. રાજાએ એ વાત અંગીકાર કરી એટલે અષાડાભૂતિએ સાત દિવસમાં એક નવું નાટક તૈયાર કર્યું. એ નાટકની શરૂઆતમાં પાંચસો રાજપુત્રોને તૈયાર કર્યા ને કહ્યું: હું જે પ્રમાણે કરૂં તેજ પ્રમાણે તમારે કરવું. પછી પોતે ભરત બન્યા. ચક્રની ઉત્પત્તિ, છ ખંડ જીતવા, અનેક સ્ત્રીઓને પરણી ઘેર આવવું અને રાજ્યાભિષેક કરવો વગેરે સર્વ પ્રકારની વિધિઓ આબેહુબ ભજવી બતાવી. પછી અરિસા ભુવનનો દેખાવ આવ્યો. ત્યાં આંગળીમાંથી વીંટી પડી ગઈ એ પાઠ આવ્યો. ધીમે ધીમે બધાં ઘરેણાં ઉતાર્યાં. એજ વખતે ભરત ચક્રવર્તીની જેમ અષાડાભૂતિને પણ ખરેખર વૈરાગ્ય થયો. ધીમે ધીમે તેમની ભાવના ખૂબ શુદ્ધ થઈ અને ભરતની જેમ તેમને પણ કેવળ-જ્ઞાન થયું એટલે તેમણે પેલા પાંચસો રાજપુત્રોને પણ સાધુ બનાવ્યા. પછી તો બીજા પણ અનેકને બોધ પમાડી સાધુ બનાવ્યા. નાટક માટે જે કાંઈ રત્નો

વગેરે એકઠાં કર્યાં હતાં તે મહર્દ્ધિક નટે લઇ લીધા. એટલે એનું જીંદગી સુધીનું સારૂં થયું.

હવે અષાડાભૂતિ પાંચસો મુનિ સાથે વિહાર કરતા વિચરવા લાગ્યા. જ્યારે ગુરુએ આ વાત જાણી ત્યારે બોલી ઉઠયાઃ ધન્ય છે અષાડાભૂતિને! ખરો વેશ એણે ભજવી જાણ્યો. સમર્થ માણસો શું શું નથી કરતા?

---

# જૈન જ્યોતિ

**દર પૂર્ણિમાએ નિયમિત રીતે પ્રગટ થતું જૈન સાહિત્ય અને સંસ્કૃતિનું કલાત્મક સચિત્ર માસિક**

તંત્રી :

## ધીરજલાલ ટોકરશી શાહ

| | | |
|---|---|---|
| વાર્ષિક લવાજમ રૂ. ૨॥ | : : | છુટક નકલ |
| પરદેશમાં રૂ. ૩॥ | : : | ચાર આના |

દરેક અંકમાં એક ભાવનામય કાવ્ય, વિવિધ વિષય પરની તંત્રીની નોંધ, પુરાતત્ત્વના લેખ, બે કે ત્રણ રસભરી નવલિકાઓ, જૈન તીર્થ કે સ્થાપત્ય પરનો લેખ, હુન્નરની ડાયરી, જ્ઞાન વિહાર તથા આરોગ્ય અને વિજ્ઞાનના લેખો પ્રગટ થાય છે. એ ઉપરાંત દરેક વખતે ઈનામી હરિફાઈ પણ આવે છે. પ્રખ્યાત લેખકોના મનનીય લેખોજ આ પત્રમાં પ્રગટ થાય છે. આપ એક જ અંક જુઓ ને ગ્રાહક થવા લલચાશો.

આપ ગ્રાહક બનો ને મિત્રોને ગ્રાહક બનાવો. આટલા સસ્તા લવાજમે આટલી રસ સામગ્રી બીજે નહિજ મેળવો.

જ્યોતિ કાર્યાલય
હવેલીની પોળ, રાયપુર
અમદાવાદ.

મુદ્રક, વસંત પ્રી. પ્રે. : અમદાવાદ